यतो धर्मस्ततो जयः

—: શ્રી મોચી પત્રિકા હિતાર્થે :—

# આના માળા

માળા ૧ લી] સં. ૧૯૮૦ પોષ, [મણકો ૬ ઠો

Reg. No 226.



પ્રકાશકઃ—

રા. નાનજી અરજણ ચાવડા

પીકેટરોડ, કાલબાદેવી, મુંબઈ.

મુંબઈ વાર્ષિક લવાજમ ૦—૧૨—૦

મુંબઈ બહાર ,, ૧-૦-૦

પોસ્ટેજ સાથે

# પ્રકાશકના બે બોલ

આનામાળાના વાંચનાર બંધુઓને વિનંતિ કે અત્યાર સુધીમાં જે આનામાળા પ્રકટ કરવામાં ઢીલ થઇ છે, તેનું કારણ કે મારે કાઠીયાવાડ તરફ મુસાફરીને અંગે ઢીલ થઇ છે તો દરેક વાંચનાર બંધુ મને ક્ષમા આપશો. હવેથી દર અઢારમીએ નીયમ સર પ્રકટ થશે.

ચેતવણીઃ—"આનામાળાના જે ગ્રાહકો થએલા છે તેમણે હજુ સુધી પોતાનું લવાજમ મોકલ્યું ન હોય તો પ્રકાશકના સીરનામે સત્વર મોકલીઆપશે કારણકે, (નીસ્વાર્થી) 'પત્રીકા હીતાર્થે' છ માસ વીતી ગયા હોવાથી હીસાબ પ્રકટ કરવાનો છે, તો દરેક બ્હાર ગામવાળાઓએ પુરતુ લક્ષ આપી સત્વર પોતાનું લવાજમ મોકલી આપશો.

લી. નાનજી અરજણ ચાવડા

---

# જ્ઞાતિના અગ્રેસરોને !

## (શું કર્યું)

જ્ઞાતિ તણા અગ્રેસરો કહો તો ખરા શું શું કર્યું.
ઉદ્ધારવા નિજ જ્ઞાતિને કહો તો ખરા શું શું કર્યું;
મંડળ ભરી ભેળા થઇ સૌ ભાઇએ શું શું કર્યું.
ભાષણ કર્યાં ચર્ચા કરી આચારમાં શું શું કર્યું
નેતા બની નિજ નાતમાં કાં ૠણ અદા કરતા નથી.
વિદ્વાનને ડાહ્યા ઘણા પણ ડગ જરી ભરતા નથી,
તન મન ને વળી ધન સમર્પી, સ્વાર્થ કાં ત્યજતા નથી
ઉદ્ધારવા નિજ જ્ઞાતિને કાં શ્રમ જરી કરતા નથી
બાળા તણાં સુખ દુઃખ પરે દૃષ્ટિ જરી કરતા નથી.
ઉજવળતાં ભાવી તણી રે નષ્ટ શું કરતા નથી.
ધંધો કરીને પેટ ભરતાં મોતને મીઠું ગણો,
પુત્રી તણે પૈસે તમો મોજે મઝા મોટી કરો.
એવી તમારી ભાવનાથી જ્ઞાતિના ઉધ્ધારની
ક્યાંથી ફળે આશા કહો, આ પાપની છોળે ચડી.
ભરી દ્રવ્ય નિજ ભંડારમાં બાપુ બન્યાથી શું થયું
વ્હાલા કુટુંબ પરિવારનું પોષણ કર્યાથી શું થયું.
ઉમદા સુવસ્ત્રો રેશમી અંગે ધર્યાથી શું થયું,
ઉદ્દત બની ગાડી અને મોટરે ચડયાથી શું થયું.
વિદ્યા કળા જો ના વધારી ના વધાર્યું જ્ઞાનને
સેવા ન કીધી જ્ઞાતિની મહિમાં વધાર્યું માનને.
બંધારણો કરી રીતિના જો ના સુધારી જ્ઞાતિને
સો તો ગણો જીવ્યું વૃથા મિથ્યા વગોવી માતને.

# મારી મુસાફરી.

(લેખકઃ—નાનજી અરજણ)

મુંબઇથી કાઠીયાવાડ તરફની મુસાફરી, તેમાં ભાવનગર મુકામે શ્રી રામજી મંદીરમાં પ્રતિષ્ટાનો મહોત્સવ તથા જ્ઞાતિમેળો. તેમાં જાણવા જેવું "વાતાવરણ"

હું કારતક માસમાં મુંબઇથી કાઠીયાવાડ તરફ જવા નીકળ્યો. પ્રથમ વલસાડ થઇ સુરત ઉતર્યો હતો. તેમાં સુરતમાં મંડળની વ્યવસ્થા થઇ છે. પણ હજી તેનું કામ સંતોષકારક નથી. હાલમાં દરેકના હૃદયમાં ઉત્સાહ સારો છે. દર પુનેમ તથા અમાસે સભા થાય છે. ત્યાંથી ભરૂચ ઉતર્યો હતો. ભરૂચમાં મંડળની સ્થાપના થયેલી છે. પ્રથમ મંડળ થતાં દરેક હૃદયમાં ઉત્સાહ સારો હતો. અત્યારે મંડળની વ્યવસ્થા કફોડી છે. વાણાતાણને લીધે એક બીજાને ખટરાગ ચાલી રહ્યા છે. અને મંડળ ઉપર અભાવ થયો લાગે છે. ત્યાંથી ભાવનગર ગયો હતો. ભાવનગરમાં શ્રી. રામજીમંદીરમાં વાસ્તુ તથા પ્રતિષ્ટાની ધામધુમ થઇ રહી હતી. એક બાજુ મુંબઇમાં ભાવનગરીમાં કજીઆનું મુળ ઉખેડવા માટે શું પ્રયત્ન લેવા તે માટે યોજના ઘડી રહ્યા હતા. દરેકના હૃદયમાં બાળથી વૃદ્ધ સુધી ઉત્સાહ સારો હતો. ધારા ધોરણ માટે વધારે પરીપકવ માટે સુચના આપી રહ્યા હતા.

શ્રી. રામજીમંદીરનું વાસ્તુનું મુહુરત માગશર સુદ ૫ બુધવારનું હતુ. તેના આઠ દીવસ પહેલા હું ભાવનગર હતો. અને પ્રતિષ્ટાના મહોત્સવને લીધે દરરોજને માટે ભાવનગરના આગેવાનો તરફથી "પ્રતિષ્ટા પ્રમાણુ"ની પ્રતિકા કાઢવા માટે મ્હને કામ સોંપવામાં આવેલું હતું.

પત્રિકા નંબર ૧ લામાં આપણું કર્તવ્ય શું
પત્રિકા નંબર ૨ જામાં મુંબઇમાં ભાવનગરી ભાઇઓમાં કજીઆનુ મુળ ઉખેડવા માટેનું "વાતાવરણ"
પત્રિકા નંબર ૩ જામાં "ઉત્સાહ" વિશે.
પાત્રકા નંબર ૪ થામાં "પ્રતિષ્ટાનું મહત્વ વિશે.
પત્રિકા નંબર ૫ મા "પ્રતિષ્ટાનો મહોત્સવ" વિશે.

---

## પત્રિકા નં. ૫

# માનવંતા મેમાનોનું સનમાન

માગશર સુદ ૫ બુધવાર તા. ૧૨-૧૨-૨૩ બુધવાર

બ્હાર ગામથી આવેલા આપણી જ્ઞાતિના આગેવાનો તથા ગૃહસ્થોનુ સનમાન કરવા માટે સ્વંયસેવકોએ નીચેના કાવ્યમાં સતકાર કરેલો હતો.

અમારા માનવંત મેમાન. પધારો આ સભાની માંય
પધારો આ સભાની માંય. આપણી જ્ઞાતિ ભેળી થાય ૧
દુ:ખી જ્ઞાતિજનો કાજે. અમારી જીંદગાની છે.
જ્ઞાતિનું ભલું કરવા. હવે સમજણ આવી છે. ૨
દયા તો દીલમાં આવી. એ સર્વે ભાઇઓને ભાવી
સુધારો બહુ કર્યો સારો. ધન્ય ધન્ય જનમ તમારો. ૩
કહે જેરામ સજ્જન સૌને અમારી વીનંતિ વાંચીને,
અમ અરજી દીલે લઇને સદા ઈર્ષા તજી દોને. ૪

ભાવનગર જીલ્લાનું બહાર ગામના આપણી જ્ઞાતિના આગેવાનો તથા ગૃહસ્થોની આઠસોની સંખ્યા હતી.

અને પ્રતિષ્ઠાના મહોત્સવમાં દરેકના હૃદય કેટલાં ત્રફુલિત અને આનંદમય હતા. તેનું વર્ણન દરેક આવનારજ તેનો અનુભવ લઇ શકે.

નોંધઃ—વાસ્તુના હોમ કર્મ મહોસ્તવ પ્રસંગ સાતક બેસવાનો પુણ્ય સમય ભાવનગરના રહીશ રાઠોડ દામજી હામાના પુત્ર ગોરધન દામજી ભાગ્યશાળી બન્યા હતા. આપણી જ્ઞાતિના લગભગ આઠસોની સંખ્યામાં પ્રથમથી ભાઇશ્રી દામજીએ જે ઉત્સાહથી જે બોલ્યા તે પ્રમાણેજ મનના મનોરથ પુર્ણ થયા. એ તેમના પરોપકારના કામનો બદલો ખરેખર કુદરતથી બક્ષીસ હતો.

તે પછી બીજે દિવસે સભા થઇ હતી તેમાં ધારા ધોરણનો જેણે ભંગ કરેલ હતો. તેઓને યોગશીક્ષા આપી હતી. અને ધારા ધોરણને પરીપકવ માટે મજબુતથી રાખવા તે ઉપર ચર્ચા થઇ હતી.

ત્રીજે દીવસે બહાર ગામથી આવેલા મેમાનોનું સનમાન કરી રજા આપવામાં આવી હતી.

તે પછી ભાવનગરમાં દરેક સ્વયંસેવકોને ઉત્સાહ જોઇને મારા દીલમાં મંડળની વ્યવસ્થા થાય તો ઠીક ધારી. દરેક યુવાન વર્ગને મળી સલાહ લીધી તો એક મતે બધા કબુલ થયા. અને કબુલ કરવા માટે પ્રતિજ્ઞા સહીઓ પણ કરી આપી અને માગસર શુદ ૧૦ની રાતના મંડળની વ્યવસ્થા કરવા માટે સભા થઇ તેમાં આગેવાનોની દીલગીરી તે આગેવાનોની દીલગીરીનું કારણ વાંચનાર દરેક જ્ઞાતિબંધુઓને તે સભામાં થયલું ભાષણ તેના તરજુમો કરશો તો જણાઇ આવશે.

સુજ્ઞ બંધુઓ તથા આગેવાનો

આજે હું તમારા સમક્ષ બે બોલ બોલવા માટે રજા લઉં જેથી જે મારા દીલના વીચારો આપની આગળ રજુ કરૂં છું આપને યોગ્ય

લાગે તો અમલ કરશો. એવી હું આશા રાખું છું. આધુનિક વર્તમાનમાં આપણી ન્યાતમાં જ્યાં જોઇએ ત્યાં મંડળની વ્યવસ્થા જોવામાં આવેછે. તેને અંગે મ્હારા વિચાર ભાવનગર વિશે મંડળની વ્યવસ્થા થાય તો ઠીક ધારી ને કહું છું.

મંડળ–એટલે શું તે પણ મ્હારે જણાવવુંજ જોઇએ.

મંડળ–એટલે "એકતા" ભાઇઓ સુક્ષ્મ દ્રષ્ટિએ વિચાર કરશો તો આપો આપ સમજાશે, વધારે અહી મ્હને કહેવાની જરૂર રહેતી નથી. તે છતાં વધારે બોલું તે ઠીક નહિ.

"ખરેખર ? સંપ અને એકતા વધારવી હોય તો જરૂર મંડળ ની વ્યવસ્થા થવી જોઇએ, મંડળ એ એક સંપની નીશાની છે. એક બીજાના દીલની એકતા છે મંડળ એ સંપનું મુળ છે, સંપ વિના કોઇપણ કામ થઇ શકતું નથી તેમ પણ એક હાથે તાળી પડતી નથી. દલપતરામ કવીએ કહ્યું છે.

સંપ થકી સુખ ઉપજે, સંપથી જાય કલેશ
જેના ઘરમાં સંપ નહિ, તેને સુખ નહિ લેશ

સંપથી વરતીશું તોજ સુખ છે અને એક સંપ થઇને જ્ઞાતિ હિતના કામ કરી, જ્ઞાતિમાં સંપ વધારી એકતા રૂપ થવું એવી મ્હારી આપના સમક્ષ પ્રાર્થના છે.

વિશેષમાં–આ મંડળ આપણી જ્ઞાતિમાં સંપ વધારી, એકતા રૂપ થશે, માટે આ મંડળને મદદ કર્તા થાઓ. અને ધ્યાન પૂર્વક નજર આપે તો તેનું પરિણામ ઘણું સરસ આવે.

આ મંડળનું મારા મત પ્રમાણે નામ દરશાવું છું.

શ્રી મોચી જ્ઞાતિ સેવક મંડળ–ભાવનગર

તેનો ઉદ્દેશ

૧ સ્વજ્ઞાતિમાં સ૫ વધારવો.
૨ શુભ વાંચનનો ફેલાવો કરવો.
૩ ન્યાય નિતિ અમલ મુકાવવી.
૪ દુષ્ટ વચનોથી અટકાવવા.

નાનજી અરજણ

તે પછી મંડળના સભાસદ તથા કાર્યવાહકોની ચુંટણી થઇ છ જણા કાર્યવાહકો તથા તેર સભાસદો અને ત્રીશ મેમ્બરો થયા પણ તેમાં એક આગેવાનનું દીલ ઉદાસ થયું આગેવાન ઇર્ષા ભરેલો શબ્દ બોલ્યો, કે જેમ મુબઇમાં મંડળ કામ કરે છે તેમ પણુ અહી થાય આ શબ્દ સાંભળતાં દરેક કાયવાહકો તથા સભાસદો એ મંડળ વિશે ના મરજી બતાવી.

તો વિશેષમાં–ભાવનગરના યુવાન વર્ગના હિત ચિંતકોને નમ્ર વિનંતિ–તમોએ જે કામનો આરંભ કરેલો તે કામ પડયું મુંકવું તે આપણી મગજની નબળાઇની નીશાની છે.

હરિગીત

ઓ વીર ! વિદ્વાનો હવે, જ્ઞાતિ તરફ દ્રષ્ટિ કરો
આળસ તજી આ કામમાં, વિદ્યા તમારી વાપરો
વિદ્યા ભણી સુખીઆ, થઇ, ને પેટ પોતાનું ભરે
એ રંક જ્ઞાતિ કાજમાં, ઉપયોગ એનો નવ કરે
શાંતિ ન પામે ભાઇ એ વિદ્યા થકી શું સારે છે.
એ વ્યર્થ પંડીતાઇને, લાખો ઘણા ધિક્કાર છે.

એ વીર વિદ્વાનો હવે, તમે વૈભવ ઓછા કરો.
નીજ જ્ઞાતિને ઉધ્ધારવા કુરબાન કાયાને કરો.

અરે જ્ઞાતિના યુવક બંધુઓ ઉપરના વાકયો તમારા હૃદયમ કોતરી રાખી એકાંત ચીતથી વિચાર કરશો તેનો અનુભવ કરશો. અહાહા ! બંધુઓ વધારે તમોને શું કહું

બહુ પુણ્ય કેરા પુંજથી, શુભ દેહ માનવનો મળ્યો.
તોયે અરે ભવચક્રનો' આંટો નહિ એક ટળ્યો.
સુખ પ્રાપ્ત કરતાં સુખ, ટળે છે લેશ એ લક્ષ લહો.
ક્ષણુ ક્ષણુ ભયંકર ભવકારણે કાં અહો ? રાંચી રહો.

* * * *

લક્ષ્મી અને અધિકાર વધતાં શું વધ્યું તે તો કહો ?
શું કુટુંબ કે પરિવારથી, વધવા પણું એ નવ ગ્રહો.
વધ્યા પણું સંસારનું, નરદેહને હારી જવો.
એનો વિચાર નહિ અહો ! એક પળ તમને હવે ?

* * * *

હું કોણુ છું કયાંથી થયો ! શું સ્વરૂપ છે મારૂં ખરૂં.
કોના સંબધે વલગણુા છે, રાખું કે પરહરૂં !
એના વિચાર વિવેક પુર્વક, શાંત ભાવે જો કર્યાં,
તો સર્વં આત્મિક જ્ઞાતના, સિદ્ધાંત તત્વ અનુભવ્યાં.

* * * *

તે પ્રાપ્ત કરવા વચન કોનું સત્ય કેવળ માનવું !
નિર્દોષ નરનું કનથ માનો, તેહ તેણે અનુભવ્યું.
રે ' આત્મ તારો આત્મ તારો શીઘ્ર તેને ઓળખો.
[illegible]માં સમ દૃષ્ટિ દો, આ વચનને હૃદયે લખો.

અરે યુવક બંધુઓ! તમો જરૂર વિચાર કરજો. તમો શરમને લીધેથી મંડળના કામમાં દખલ કરો છો, તેનો વિચાર કરો, સત્યના કામમાં કોઈપણ તમારાપર ઇર્ષા કરે તે સહન કરો. ને તમારી સત્યની ખરી કસોટી છે. આરંભેલું કામ પડયું નહિ મેલતા આગળ ધપાવે છુટકો. તો તમારી સફળતા છે, એટલી મારી તમારી પાસે પ્રાર્થના છે તમો તમારા અંતરસાક્ષીને પુછીને કામ પુરૂ કરજો.

ઉઠો! જાગો! આલસને ત્યાગો! જગતની જંજાળમાંથી જે કાંઈ સમય મળે તેનો સદઉપયોગ કરો અને માનવ જીવનની સાર્થકતા કરો!

સમય તો છે બહુ ટુકો જગતમાં સૌ જંજાલ છે
આજ કરશું કાલ કરશું, એજ ખોટો ખ્યાલ છે
ખોટા વિચારો આદરી, પડો છે મોહમાં શાને
હવે શુભ કામના માટે, અહો મુજ શબ્દ તો કાને
જુવાની તો દીવાની છે, વહી જાશે? વહી જાશે?
કરેલાં કર્મની છાયા, રહી જાશે! રહી જાશે!

× × × ×

વધુમાં એટલુંજ

જીવન દિન ચારનુ ચટકું, નકામો મોહ માયાનો?
ઉડી જાવું અહા? અંતે કરીને ત્યાગ કાયાનો?
અરેરે! કાયા માયાનો, નકામો મોહ સંસારે?
ભુલે જ્ઞાની છતાં જ્ઞાને, ધરો શીદ ઢોંગ ડાહ્યાનો?

ભાવનગરના યુવક બંધુઓ હું એટલું લખીને આપની પાસે ક્ષમા માગું છું આપને ખોટુ લાગે તો માફ કરજો પણ આરંભેલું કામ

११३२७



પાર પાડજો જે તમોએ ઉત્સાહ બતાવ્યો છે, તેવોજ કાયમ રાખજો ફરીને આપને વિશે યાદ રાખવું જોઇએ પ્રથમ સારા કાર્યની અંદર કોઇપણ ઇર્ષા કરશે તે ઇર્ષા જો તમો સહન કરી આરંભેલું કામ આગળ ચલાવશો તો જરૂર ? એજ ઇર્ષા કરનાર તમારા કામમાં મદદ કર્તા થશે. આ તમોએ આરંભેલું કામની સફળતા મેળવશે.

અસ્તુ

## આગેવાનોની ફરજ

૧ આપણી જ્ઞાતિના તમો આગેવાન તરીકે છો તો આપણી જ્ઞાતિના શુભ જાગૃતિના વિચાર તમારે એક ક્ષણ પણ વિસારવો જોઇએ નહિ.

૨ તમો જેમા મુખ્ય આગેવાન તરીકે છો જેના તમે મુરબ્બી છો ? અને જેના પર હકુમત ચલાવો છો તે જ્ઞાતિ શુભ પ્રતિદિન વિપતિના સમુદ્રમા સાથી ડુબે છે તેના સમસ્ત કારણોની શુક્ષ્મ દૃષ્ટિએ શોધ કરજો અને તે કારણોને સત્વર હાંકી કાઢવાને ચાંપતા ઉપાય લેજો

૩ તમે જેના સરદાર છો એવી તમારી ગરીબડી જ્ઞાતના બાલકોજે ભવિષ્યમાં તમારી ગાદીને શોભાવવાને માટે તેમને ધાર્મિક શારીરિક અને વ્યવહારીક નીતિનુ શિક્ષણ જ્ઞાન માટે તે પુર્ણ કાળજી રાખજો.

૪ જેવી રીતે એકતાથી સંપથી જે કાર્યો કરો છો તેવીજ રીતે અંદરની જે પોલ હોય તેને કાઢજો.

૫. તમારી જ્ઞાતિના અનાથ નિરાધાર વિધવાઓ તથા બાળકો હોય તેમનો ખાવા પીવાનો રહેવાનો બંદોબસ્ત કરો તથા ભણાવી વ્યવહાર નીતિ, ધર્મ અને જ્ઞાનકુશળ બનાવી જ્ઞાતિ સેવામાં ઉપયોગી

થાય તેમ કરજો, અનાથ ગરીબ વિધવાઓ વિપત્તિથી અનાચારન કરે અને તેમના બાળકોને કેળવણી શીક્ષણ આપવા માટે પુરતુ લક્ષ આપજો.

૬. જ્ઞાતિના દ્રવ્યમાંથી પ્રતિ વર્ષનીતિ શીક્ષણ વધે તે માટેની હરિફાઇ વધે અને સ્ત્રી પુરૂષો નીતિની પવિત્ર પ્રતિમા જેવા અન્ય જન દૃષ્ટિએ પુજનીય થાય એ ભુલશો નહિ.

૭ આપણી જ્ઞાતિમાં પ્રતિ વર્ષ ઉજાણીઓ વ્યવહારિકના ભોજન પ્રાયશ્ચિત ભોજન વિગેરે જાફતો પાપરૂપ આફતોના ક્ષણીક સુખમાં ડુબતા બચાવજો, અને તેને બદલે ધર્મ નીતિ, અને જ્ઞાનના સુખકર ભોજનો જમાડી તૃપ્ત કરજો.

૮ જ્ઞાતિના બાલકો આદર્શ રૂપ કેમ બને, નીરોગી ઉત્સાહી સ્વાશ્રયી સબળ નિડર ઉદ્યમી કુટુંબ જાતિ દેશ અને ધર્મના રક્ષક બને તે માટે જ્ઞાતિ તરફ વ્યાયામશાળા ખોલી તેમને સર્વ પ્રકારની શકિત ખીલવવા પ્રયત્ન કરજો.

૯ બાળલગ્ન મર્યાદા રહીત લગ્ન, વૃદ્ધ લગ્ન કન્યા વિક્રય, કજોડાં જેવી રૂઢીઓને હિંમતથી હાંકી કાઢજો. કઢાંવજો. નહિ તો તે તમોને પોતાને અને તમારી જ્ઞાતિને ભક્ષણ કરી જશે.

૧૦ નઠારા જ્ઞાતિ વરાઓને બંધ કરી કરાવી તેને બદલે વિદ્યા વૃદ્ધિ ફંડ, જ્ઞાન પ્રચારક ફંડ અને ધર્મ નીતિ સંરક્ષક ફંડ વિગેરેમં નાણાં ભરાવી ભરનારનું તમારૂં અને સમસ્ત જ્ઞાતિનું કલ્યાણ કરજો,

૧૧ કોરટનો તમારો સાધારણ કેસ પણ તમે સારા હુશીયાર વકીલને શોધી આપ્યો છે. પણ બાપદાદાઓએ કરી મુકેલો વકીલ કાયમ રાખતા નથી તો પછી સંસાર સમુદ્રનાં તોફાની તુરંગોમાં ગોથા ખાતું તમારૂ નર દેહ નાવડું બચાવવાનો ભયંકર કેસ કોને સોંપવો તેનો વિચાર તમે પોતેજ કરી લેજો.

૧૨ અંધકારને દુર કરે તેજ સુર્ય કહેવાય છે. તેમ હૃદયમાં રહેલું અજ્ઞાન ત્રિવિધ તાપ અને જન્મ મરણની પીડાને ટાળી નાખે તેજ ગુરૂ કહેવાય.

૧૩. કદી પણ પક્ષપાતથી ન્યાય કરશો નહિ તમને જે ગાદી મળી છે, તે શકિત છે, અને તે તમારો અન્યાય, અધર્મને, સહન કરી શકનાર નથી.

૧૪. તમો સર્વેમાં શ્રેષ્ટ ગણાવજો તો કોઇ પણ કાર્ય કરવાને તમારા પોતાના પગ ઉપર પ્રથમ કુહાડો મારજો. એટલે બીજા સર્વે તમારી નકલ કરવાને તૈયાર થશે.

૧૫. તમારી આગેવાનીમાં બીજા યુવકો, આપણી જ્ઞાતિમાં સંસ્થા, (મંડળની વ્યવસ્થા) જ્ઞાતિમય સ્વરાજ્ય ચલાવવાને લાયક શક્તિ વાળા થાય તે માટે અંતઃકરણ પૂર્વક કાળજી રાખજો.

આપણી જ્ઞાતિના આગેવાનોને નમ્રતાપુર્વક વિનતિ કરૂં છું, કે ઉપરના દરેક વાકય ઉપર ધ્યાન ખેંચુ છુ તે માટે દરેક સ્થળે આપણી ઉન્નતિ કેમ થાય તે માટે હર વખત ધ્યાનમા અહોનીશ ચીંતન કરવું જોઇએ.

ભાવનગરમાં હું વીશ દિવસ રોકાયો હતો. તેમાં આપણી જ્ઞાતિના (ભાવનગરી) ઘેર સવાસોની સંખ્યા છે. બહાર ગામવાળા ઉપર ભાવનગરના આગેવાનોની એકતા સારી છે. પણ ખુદ ભાવનગરમાં જે પોલ હોય તે કાઢવાની ખાસ જરૂર છે, સાવરકુંડલામાં બેતાલીશ ઘરની સંખ્યા છે. તે સ્વામીનારાયણનો ધર્મ પળે છ. તેઓ ભાવનગરની માફક એકતા છે. પણ અંદરનો વીખવાદ કાઢવાની જરૂર છે.

રાજુલામાં—એંશીઘરની સંખ્યા છે. ત્યાં આપણી જ્ઞાતિના કડીઆ કામ (પથ્થર કામ) કરવાવાળા વધારે છે. એંશીઘરમાં છ આગેવાનો છે. પણ એક બીજા હું પદને લીધે સંપ નથી, તો તે ખોટી હું પદ છોડી દઇને નીરાભિમાની થઇ, ધારા ધોરણ પ્રમાણે વર્તન કરતાં ચુકશો નહિ.

મહુઆમાઃ—પચાસની ઘરની સંખ્યા છે. ચાર આગેવાનો છે. એમાં બે આગેવાનો, એવાકે વિસ્મૃતી ( એટલે વૃધ્ધ અવસ્થાને લીધે બોલે અને ભુલે) છે. અને બીજા બે બાપની વારસાઇ મેળવેલી આગેવાની છે. તેની એક જે બોલે તે હા, બીજા આગેવાન પોલીટીવાલા છે, તે પોલીટી છોડી દઇને જો નીખાલસપણેથી જો તે કામ કરે તો એકતા સારી જામે.

ધારીમાંઃ—સાત આઠ ઘરની સંખ્યા છે. તેમાં એક આગેવાન એવો છે, તે બોલવામાં ચાલક છે. પોલીટીકલવાળો માણસ હોવાથી, બીજાઓને હેરાન કરે છે. પણ હવેથી સમજે એવું લાગે છે કારણકી મુન્શીવાળા, મીત્રમંડળના પ્રમુખ શ્રી. છોટાલાલે ઠપકો આપવાથ સુધરશે, એવી સુલેહશાંતિ માટે વચન આપેલ છે.

બીજા નાના ગામડામાં સંપ સારો છે. ધારા ઘોરણપર મજબુત વિચાર પર મકકમ રહ્યા છે આ વખતે એક ડેપ્યુટેશન (કમીટી) ની નીમણુંક કરી ગામડે ગામડે ફરી આગેવાનોની ચુંટણી થાશે. તે કામ ઘણું સંતોષકારક આવશે, વધુમાં ભાવનગરવાલા ત્રણ વરસનો પરિષદનો રીપોર્ટ (હીસાબ) ઘડી કાઢશે, કારણકે ભાવનગરના બે આગેવાનોનો ઉત્સાહ સારો છે, તેઓ ખરા અંતઃકરણથી તન મનથી કામ કરે છે. બીજા આગેવાનો તેના બોલ ઝીલી લઇને કામ કરે છે, (પણ અંતઃકરણથી તેઓને ચાહતા નથી.)

જ્ઞાતિના સુજ્ઞ બંધુઓ, અને આગેવાનો, તમો તમારા પોતાના કલ્યાણની અભિલાષા રાખતા હોય તો તમારામાં પ્રથમ સ્વજ્ઞાતિભિમાનમાં મશગુલ થાવ, અને દરેકનું હિત કરવાની ઇચ્છા હોવી જોઇએ અને તેમ કરવા માટે તમો બીજી સુધરતી જ્ઞાતિના રીવાજો જાણો, અને વિચારો ને અમલમાં મુકો, સાહસ, ધૈર્યતા, અને જ્ઞાતિદાઝને સમજો. અને ગરીબોને આશ્વાસન આપો, તેમાં તમારી મુક્તી સમાયલી છે. તમારા બંધુવર્ગમાં એકતા વધારો, તમારા ભીન ભીન પક્ષરૂપ પુષ્પોમાં એકતારૂપી સુત્રનો પ્રેમ પરોવી ધો. આપણે મતમતાંતરનાં કે જ્ઞાતિના

તડફડતા ઝઘડાંમાં પડી સઘળું ગુમાવ્યું છે. અને હજી ગુમાવી રહ્યા છીએ. હાય આના કરતાં બીજી આત્મહત્યા કઇ હશે.

તો દરેક મતવાલા અને પંથવાલા માંહોમાંહેથી દ્વેષ બુધ્ધીને કાઢી નાખી જ્ઞાતિ ઉન્નતિની ઉચ્ચ અભિલાષાઓને પોતાના હૃદય મંદિરમાં સ્થાન આપશો તો આપણી જ્ઞાતિની ચડતીની નીશાની, અને સત્વર એવી ઇચ્છા રાખતો ઇશ્વર પાસે પ્રાર્થના કરૂં છું.

॥ ઇતિ શ્રી શીવોમ્ ॥

**વર્તમાન ખબર:**—આનામાળાના પ્રથમ મણકો ૧, લો ધરાહર પટેલ ન્યાયનો નમુનો ૧, લો.

તે કારીગર ગુજરી ગયો–તે બાઈ રાંડી–બે માસ પછી તે બાઇના બાપે, એક મુંબઇના વયોવૃધ ગૃહસ્થ સાથે સગપણ કર્યું છે. તે ગૃહસ્થની ઉમર આશરે વરસ પોણોસોની છે. અને બાઇની ઉમર સતરવર્ષની છે. બોલો ભાવનગરી બાઇઓ—અરે આ કન્યાવિક્રય–કે કજોડું કહેવાય કે નહિ.

**સુરતમાં:**—સુરતી ભાઇઓ, જાગો ! જાગો ! પરિષદ વિષે શું ! વિચાર કરી રહ્યા છો.

ઉઠો ! ઉઠો ! પરિષદના કાર્યમાં લાગજ્યો. આળસુ કેમ બનો છો. શાંતિથી, ત્વરાથી, કાર્ય ઉઠાવી લ્યો, આજ કેટલા વખતથી વાતાવરણમાં ગુંચાઇ રહ્યા છો. માટે જાગો ! જાગો !

**દંડ ભરો તો વરોઠી આપો:**—સુરતથી એક ગૃહસ્થ પોતાના પુત્રને વડોદરે પરણાવવા ગયા હતા, પોતાની ગૃહસ્થાઇ પ્રમાણે તેવણને વરોઠી (જમાડવાનું ખરચ) આપવા વિચાર કર્યો વડોદરામાં ઝાલાવાડીઓએ કહ્યું કે જો તમારે વરોઠી અપાવી હોય તો અમારો ધારો છે, કે દંડ આપો તો વરોઠી અપાશે., વાહ ? ઝાલાવાડી ભાઇઓ–ગરીબ માટે ધારો બહુ સારો પણ ગૃહસ્થ માટે તમો ભુલ્યા.

**સુરતના**, ઝાંપા બજારના ભાવનગરી ભાઇઓના આગેવાન જે ( ભાવનગરની પરિષદના નિમાયલા ) અત્યારે સંપુર્ણ અધોગતીમાં છે, ( દારૂના નિશામાં મશગુલ ) દરેક યુવકોને પોતેજ ફસાવનાર છે, એમ ન્યાતના કામકાજમાં બીલકુલ ધડો નથી. એક વખત ન્યાત ભેગી થઇ હતી. અને હિસાબ તપાસવા માટે કહ્યું ત્યારે ઉદર ચોપડા ખાઇ ગયા તપાસજો આવા આગેવાનથી, અરે જ્યા એવા આગેવાન હોય તેને ટીનપાટ આપજો–જો રખે ભૂલતા નહિતો જરૂર અધોગતીમાં નાખશે.

**સુરત પાસે ગામ ભાઠેપોરમાં:—** કાઠીયાવાડના ગામ હાથીગઢના રહીશ કલ્યાણ પુંજા એ તેની દીકરીના લગન, ઓકલાવ ગામના રહીશ (ગુજરાત) તુળશી હરખાના દીકરા સાથે કરેલ છે, કંકુને કન્યા આપી છે, કોઇ ગૃહસ્થ તેનું અનુકરણ કરશે.

**બીજી ધમાલ:—**સુરતમાં ભાવનગરીમાં એક પંદર વરસની કન્યાના લગન મુંબઇના વયો વૃદ્ધ સાથે થયા છે, ભાવનગરી ભાઇએ સંભાળજો ! આ પવન વધારે ન ફુકાય !

**મુંબઇમાં:—**હાલમાં શાન્તિ છ. ભાવનગરીના આગેવાનો કજીઆનો અંત આવી ગયો છે, એક બીજા દ્રુપ છોડી દેશે, તોજ

શાન્તિ ! શાન્તિ !! શાન્તિ !!!

**ભાવનગરના કાર્ય કર્ત્તાઓ:—**ત્રોજા વર્ષની બીજી પરિષદની બેઠક માટે ખુબ કાળજીથી સંભાળજો. ગરીબોને બચાવજો. આગેવાનોની ચુંટણી ત્રણ માસ અગાઉ કરશો તોજ ફાવશો. માટે તેની ચળવળ માટે પુરતું લક્ષ આપજો, આવતા શ્રાવણ માસમાં ત્રીજું વરસ પુરૂં થાય છે. માટે જલદી તૈયારી કરજો. એટલે દરેક કામ સહેલાઇથી થઇ શકશે.

---

“ નવયુગ ” મુદ્રણાલયમાં મગનજી ખંડુભાઈ દેશાઇએ છાપ્યું.